



॥ ॐ ॥

# शिवस्तोत्रपञ्चरत्नम्

## ( गुर्जरटीकासहितम् )



प्रसिद्धकर्ता

**पंडित नारायण मूलजी पुस्तकालय**

झवेरबाग, काल्कादेवी रोड, मुंबई नं. २

तथा

**"न्युस प्रिन्टिंग प्रेस,"**

कालाघोडा, बेंक-हाउस लेन, कोट, मुंबई.

शके १८५० सने १९२९

मूल्यम् ३ आणकाः



શ્લોક સંખ્યા [illegible]૭૬ પૃષ્ઠ સંખ્યા ૧૦૨૯

કોઈ પણ સ્તોત્ર ગ્રંથમાં આટલા સ્તોત્રો નથી.

# बृहत्स्तोत्ररत्नाकर

૧ લા ભાગના ૨૩૪ સ્તોત્રો.

૨ જા ભાગમાં ૨૪૨ સ્તોત્રો.



ધી "ન્યુસ પ્રીન્ટીંગ પ્રેસ"માં
મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપ્યું છે.
કાળાઘોડા, બેક-હાઉસ લેન, કોટ, મુંબઇ.

# અનુવાદકની પ્રસ્તાવના

સુજ્ઞ પાઠકો!

एकः शब्दः सम्यग्ज्ञात श्चेत् स्वर्गे लोके च कामधुक् भवति ॥ "એક શબ્દ પણ સારી રીતે જાણવામાં આવ્યો હોય તો સ્વર્ગમાં તેમ જ આ લોકમાં પણ કામદુધા ગાયની માફક નિરંતર મનવાંછિત ફલ આપનાર નિવડે છે." એ પ્રાચીન સિદ્ધાંતનું આજે યથાર્થ પાલન થતું નથી, સંધ્યાવંદન, સ્વાધ્યાય, વેદનું અધ્યયન, સ્તુતિપાઠ, ભગવદ્ગીતા વિગેરે ઘણા ક્રમ આપણા નિત્ય નિયમમાં હોય, છતાં જે આપણે વાંચીએ છીએ તેનો પૂરેપૂરો અને રહસ્યમય અર્થ કોઇકના જ ધ્યાનમાં રહેતો હશે; યંત્રની માફક વાંચી જવામાં ધર્મગ્રન્થોનું મહત્ત્વ નથી, ફલની ઇચ્છાઓથી આપણે કર્મો કરીએ છીએ. પણ ફલ પ્રાપ્ત થતાં જોવામાં આવતાં નથી. વાસ્તવિકમાં ફલની ઇચ્છા રહિત થઇને જ મનુષ્યે કર્મો કરવાં જોઇએ. અને એમ નિષ્કામ ભાવે કરેલાં કર્મોનું યોગ્ય પ્રતિફલ પોતાની મેળે નૈસર્ગિક નિયમ પ્રમાણે પ્રાપ્ત થાય છે, તેમ છતાં કદાચ એમ નિષ્કામ ભાવે કર્મ કરવાની ભાવનાને આપણે ન કેળવી શક્યા હોઇએ અને સકામ ભાવે કર્મ કરતા હોઇએ તો પણ એ કર્મોનાં ફલ કેવી રીતે મળી શકે. તેનો વિચાર તો અવશ્ય કરવો જોઇએ. ફલની ઇચ્છા હોય તો કર્મનો વિધિ તેમ જ રહસ્ય જાણવાં આવશ્યક છે. તેમજ જે મંત્ર, શ્લોકો અથવા સ્તોત્રોમાં એ ક્રિયાઓ રહેલી હોય તેના સાંગોપાંગ અર્થનું જ્ઞાન તો અવશ્ય આપણને હોવું જોઇએ. એ વાત નિશ્ચિત છે કે નિષ્કામ કે સકામ કોઇ પણ ભાવે કર્મ કરવામાં આવે છતાં અર્થનું જ્ઞાન અનિવાર્ય જ છે. અર્થના જ્ઞાન વગર શુષ્ક ભાવે માત્ર મંત્રો કે શ્લોકનો ઉચ્ચાર કરવામાં આવે તે, અને અર્થ જ્ઞાન સહિત એકધ્યાનથી ઉચ્ચારવામાં આવે તે વસ્તુનો ભેદ સમજી

શકાય તેવો છે, તેથી દરેક મનુષ્યે અર્થજ્ઞાનથી વિમુખ રહેવું અભીષ્ટ નથી. અસ્તુ!

પ્રસ્તુતમાં આ પુસ્તકમાં જેનો અનુવાદ કરવામાં આવ્યો છે. તે પાંચ સંસ્કૃત સ્તોત્રો છે. તેમાં પ્રાર્થનાનું ઉત્તમ રહસ્ય પદે પદે સમાએલું છે. પ્રાર્થનાના માહાત્મ્યને વિજ્ઞાનીઓ જ જાણી શકે છે, પ્રાર્થના સ્તુતિ, સ્તોત્ર એટલે આત્માનો ઇશ્વિર પ્રત્યે ઉંડો પ્રેમભાવ, ભક્તિભાવ, આત્માની ઇશ્વિર સાથે ગંભીર સંગતિ, સ્નેહાર્દ્ર હૃદયની રસભીની વાણી, કોઇ વખતે દુઃખી હૃદયનો આર્તનાદ અને કોઇ વખતે સુખી હૃદયનો પરમ ઉલ્લાસ! પ્રાર્થનાનું બળ અનન્ત છે, શુદ્ધ હૃદયની પ્રાર્થનાથી મહા પાતકીઓનાં પાપ પણ ધોવાઇ જાય છે. પ્રાર્થનાથી ન કલ્પી શકાય તેવી શરીર વાણી મન અને આત્માની શુદ્ધિ થઇ જાય છે; જગત્ જે શાંતિને માટે તલપી રહ્યું છે, તે દિવ્ય શાંતિને આપનાર પણ પ્રાર્થના જ છે. પ્રાર્થનાનો પ્રદેશ જુદો જ છે. તેમાં યોગીઓનાં જ પ્રયાણ થઇ શકે છે, તે પ્રદેશમાં હર્ષ, શોક, ટાઢ, તડકો, સુખદુઃખ, પોતાનું અને પારકું એવી બધી ભાવનાઓ સૂકાઇ જાય છે અને દિવ્ય આનંદ અને સ્ફૂર્તિનાં જ સર્વત્ર દર્શન થાય છે. ધર્મનો હેતુ અર્થકામ સહિત મોક્ષને પણ સાધી આપવાનો છે. એને જ ધર્મ કહેવામાં આવે છે, એ ધર્મનું આચરણ પણ પ્રાર્થનાના બળરહિત હોય તો હજારો જન્મ સુધી પણ પરમ પુરુષાર્થ સાધી શકાતો નથી, એથી ઉલટું હૃદયના પવિત્ર અને નમ્ર ભાવયુક્ત જે કંઇ ધર્માચરણ કરવામાં આવે, તેનું બળ અનુપમેય ગણાય છે. અસ્તુ!

પ્રસ્તુત પાંચ સ્તોત્રો ભગવાન્ શિવનાં સ્તુતિ વાચક છે; "शिव् कल्याणे" "શિવ" એટલે કલ્યાણ એ ધાતુમાંથી "શિવ" શબ્દની ઉત્પત્તિ છે. ભગવાન્ શિવના નામથી સનાતન ધર્મી કયો સજ્જન અનભિજ્ઞ હશે? જે નામ જ "પરમ કલ્યાણ" વાચક છે, જેનું પોતાનું શીલ અમંગલ છતાં શરણે જનારને માટે જે પરમ મંગલમય

છે, જે નિરંતર આત્મ સમાધિમાં લીન હોવા છતાં ભક્તોના કલ્યાણને માટે જાગૃત છે, જે ત્રણે લોકના ઈશ્વર છતાં થોડી ભક્તિથી પણ પ્રસન્ન થઈ જાય છે, જે જગતના પિતા છે, વિકારોનું સાધન જગન્માતા ભગવતી પાર્વતીને ખોળામાં રાખવા છતાં જે સદા વિકારરહિત છે, મહેશ્વર છતાં ભિક્ષુકની જેમને સંજ્ઞા છે. સર્વ વિભૂતિના ઉત્પાદક છતાં જે કોઈ પણ વસ્તુના સંગ્રહરહિત છે, તેવા ભગવાન્ શિવની સ્તુતિની વિશિષ્ટતાનાં શાં ગુણગાન ગાવાં ? એક તો પ્રાર્થનાનો પ્રભાવ જ અલૌકિક, તેમાં ભગવાન્ શિવની અર્થ જ્ઞાનપૂર્વક આર્દ્ર હૃદયે સ્તુતિ–પ્રાર્થના–કરવામાં આવે, તો સ્તુતિ કરનારને ઐહિક તથા પારલૌકિક બધાં કલ્યાણ પ્રાપ્ત થઈ જાય, એમાં શું આશ્ચર્ય ? માટે જિજ્ઞાસુઓએ આ સ્તોત્રોનો પાઠ અર્થના મનનપૂર્વક નિત્ય કરવો. રાવણકૃત "તાંડવસ્તોત્ર" ઉપમન્યુકૃત "શિવસ્તોત્ર" "શિવષડક્ષર–ૐ નમઃ શિવાય–સ્તોત્ર" "શિવ પંચાક્ષર–નમઃ શિવાય–" તથા બિલ્વાષ્ટક એ પાંચે સ્તોત્રો આપણા સમાજમાં ઘણાં પ્રચલિત તથા લોકપ્રિય છે, એ સ્તોત્રોમાં ભાવગાંભીર્ય, ભાષાનું પ્રાગલ્ભ્ય તથા છંદની અનુકૂલતા સર્વને વિદિત છે. એવાં કારણોથી જ એનો વિશેષ પ્રચાર છે. હજી પણ એ સ્તોત્રોનો અર્થ જ્ઞાન સહિત વધુ પ્રચાર થાય અને શિવભક્તો, ભક્તિ અને પ્રાર્થનાથી મનવાંછિત ફલ પ્રાપ્ત કરે, એવી ભાવનાથી આ સ્તોત્રોનો અનુવાદ કરવા રા. રા. શ્રીયુત્ પંડિત જદુરામ રવિશંકર ત્રિવેદીએ મને પ્રેર્યો છે, તે પ્રમાણે મેં આ સ્તોત્રોનો અનુવાદ કર્યો છે. દષ્ટિદોષ અથવા પ્રમાદથી કંઈ ભૂલ હોય તો ઉદાર પાઠકો, "રાવણકૃત તાંડવસ્તોત્ર" જેવાં સ્તોત્રોના અનુવાદની કઠિનતા સમજી દરગુજર કરશે. એવી આશા છે. इत्यलम् ।

સં. ૧૯૮૪ વૈશાખ કૃષ્ણદશમી તા૦ ૧૫–૪–૨૮

લિ૦ અનુવાદક
અલંકારભૂષણ પંડિત ધનંજય મુરારિ પાંધીના
જયસામ્બ.

# अनुक्रमणिका



श्रीगणेशाय नमः ॥

# श्रीरावणविरचितं शिवतांडवस्तोत्रम् ॥

वेदान्तेषु यमाहुरेकपुरुषं व्याप्य स्थितं रोदसी

यस्मिन्नीश्वर इत्यनन्यविषयः शब्दो यथार्थाक्षरः



अन्तर्यश्च मुमुक्षुभिर्नियमितप्राणादिभिर्मृग्यते

स स्थाणुः स्थिरभक्तियोगसुलभो निःश्रेयसायास्तु वः

---

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।

परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥

श्रीभगवद्गीता अध्याय १७ श्लोक १९.

અવતરણઃ—દશમુખ રાવણના નામથી ભારતમાં કોણ અપરિચિત હોય? યજ્ઞદાન અને તપાદિ પ્રજાના સનાતન ધર્મોનો

નાશ કરી ઋષિ, મનુષ્યો, દેવ, તથા ગરીબ પ્રજાને જેણે અતિ રંજાડી હતી, તેના જુલમની ગાથાઓ આજ દિવસ સુધી પ્રજાના જીવનમાંથી વિસ્મૃત થઇ નથી; છતાં રાવણનો એ પ્રભાવ અને સત્તા કોઇ દિવ્ય ઉપાસનાનાં જ પરિણામ હતાં, દુષ્ટતાથી ભરેલાં જીવનમાંથી પણ ઘણીવાર અનન્ય આદર્શો મળી આવે છે. એ નિયમે જ આ જગપ્રસિદ્ધ રાવણ, ભગવાન્ શિવનો પરમ ભક્ત હતો, એ શાંત અદ્વૈત સ્વરૂપની નિરંતર અને એકાન્તિક ઉપાસનાનો દિવ્યપૂજક હતો, એણે ભગવાન્ શિવને પ્રસન્ન કરવા ઘણી ઘોર તપશ્ચર્યાઓ કરી છે અને ભગવદ્ગીતામાં કહેલું "दुराग्रहयुक्त પોતાના શરીરને પીડા પમાડીને બીજાઓના અકલ્યાણની ભાવનાથી કરવામાં આવતું તામસિક તપ" તેનું નિરંતર અનુષ્ઠાન કર્યું હતું, તામસિક સ્વભાવના રાક્ષસોનાં તપનાં વર્ણન પ્રસિદ્ધ છે, તે પ્રમાણે જલ્દીથી પ્રસન્ન થઇ જવાના શીલવાળા પરમ મંગલ સ્વરૂપ મહાદેવને પ્રસન્ન રાખવા માટે, એણે આત્માની બૃહદંશ ઇશ્વર સાથે ઊંડી સંગતિ કરતાં ઘણાં સ્તોત્રો પણ રચ્યાં છે અને આ "શિવતાંડવ સ્તોત્ર" એ પણ આત્માની ઊંડી સંગતિ-સમાધિના પરિણામરૂપે છે. તેથી એ સ્તોત્રમાં દિવ્યતા અને આત્મપ્રસાદી પદેપદે ઝળકે છે. જિજ્ઞાસુઓએ આ સ્તોત્રનો પાઠ કરવો અતિ આવશ્યક છે. કારણ કે એક આત્માની ઊંડી સમાધિથી, ઉપાસ્યની તલ્લીનતામાં એની મેળે જે કંઇ સ્ફુર્યું છે, તે જ ઉદ્ગારો આ સ્તોત્રમાં છે, તે આ સ્તોત્રની વિશિષ્ટતા છે, પઠન કરનારને પણ ગંભીર આત્મસમાધિ, ઉપાસના, અને પ્રસન્નતાનો અવશ્ય લાભ થાય એમ છે, તેથી એ સ્તોત્રનો સરલ ભાષાનુવાદ અહીં આપવામાં આવે છે:—

**जटाटवीगलज्जलप्रवाहपावितस्थले**
**गलेऽवलम्ब्य लंबितां भुजंगतुंगमालिकाम् ॥**

डमड्डमड्डमड्डमन्निनादवड्डमर्वयं
चकारचंडतांडवं तनोतु नः शिवः शिवम् ॥१॥

અર્થ:—જટારૂપી વનમાંથી નીચે પડતા ભગવતી ગંગાના જલપ્રવાહથી પવિત્ર એવા કંઠ પ્રદેશમાં લટકતી મોટા સર્પોની માળા જેમણે ધારણ કરી છે, તથા "ડમ ડમ" એવા શબ્દ યુક્ત ડમરૂના નાદ સહિત, આત્માના આનંદમાં ભયંકર તાંડવ* નૃત્ય, જે ભગવાન શિવે કર્યું છે. તે મહેશ્વર અમારું કલ્યાણ કરે—અભીષ્ટ આપે-૧

जटाकटाहसंभ्रमभ्रमन्निलिम्पनिर्झरी-
विलोलवीचिवल्लरीविराजमानमूर्धनि ।
धगद्धगद्धगज्ज्वलल्ललाटपट्टपावके
किशोरचन्द्रशेखरे रतिः प्रतिक्षणं मम ॥ २ ॥

અર્થ:—મસ્તકપર અનન્ત વર્ષોની તપશ્ચર્યાથી વધેલી જટા-રૂપી ખીણમાં વેગથી પ્રસરતી દેવતાઓની નદી ભગવતી ગંગાના ચંચલ તરંગરૂપી લતાઓથી જેમનું મસ્તક અતિ શોભાયમાન છે,

---

*આત્મારામ પુરુષોનો સ્વાનંદ અલૌકિક વિષય છે, પોતાના દિવ્ય આત્મા-માંથી સમાધિ—ભક્તિ—તલ્લીનતા—ના પ્રભાવે જે સુખ અને આનંદ ઉદ્ભવે છે, તેને આત્મારામ પુરુષો જ જાણી શકે છે અને તેના આનંદમાં ભૌતિક વસ્તુઓ, વ્યાવહાર તથા ભૌતિક વસ્તુઓના આનંદ ક્ષીણ થઇ જાય છે, શરીર ઇત્યાદિનું પણ સ્મરણ રહેતું નથી, વેદાન્ત અને પુરાણોમાં મહેશ્વરનો આત્માનંદ વિદિત છે, ભગવાન્ શિવ જ્યારે પોતાના સ્વરૂપમાં પોતે તલ્લીન થઈ અનન્ય આત્માનંદ અનુભવે છે, ત્યારે એ આનંદના અતિરેકથી પોતે નૃત્ય કરવા લાગે છે, ભગવાન્ શિવને પ્રસન્ન કરવા ઇચ્છનાર ભક્તોએ પણ તેમના અતિ પ્રસન્ન સ્વરૂપનું ધ્યાન કરવું જોઇએ અને તે પ્રમાણે રાવણ પણ અભીષ્ટ સિદ્ધિ માટે શિવના નૃત્યસમયના સ્વરૂપનું ધ્યાન કરે છે—નમન કરે છે—

તેમ જ જેમનો વિશાલ ભાલ પ્રદેશ ધગધગાટ કરતી અગ્નિની* જ્વાલાઓથી પ્રકાશમાન્ છે તથા દ્વિતીયાનો બાલ† ચંદ્ર જેમના મસ્તકની શોભા છે, એવા ભગવાન્ શિવમાં, મ્હારી દરેક ક્ષણે અનન્ય પ્રીતિ ઉત્પન્ન થાય, એમ હું ઇચ્છું છું. ૨

धराधरेन्द्रनन्दिनीविलासबंधुबंधुर-
स्फुरद्दिगन्तसन्ततिप्रमोदमानमानसे ।
कृपाकटाक्षधोरणीनिरुद्धदुर्धरापदि
क्वचिद्दिगंबरे मनो विनोदमेतु वस्तुनि ॥३॥

અર્થઃ–પર્વતોમાં ઇન્દ્ર એવા હિમાલયની પુત્રી ભગવતી પાર્વતીના વિલાસ સંબંધી અતિ સુંદર અને પ્રકાશમાન્ કટાક્ષોની પરંપરાથી જેમનું મન અતિ આનંદયુક્ત છે, તથા દયાલુપણાવડે કરી, કૃપાયુક્ત અવલોકનથી જેમણે ભક્તોની કષ્ટરૂપ આપત્તિઓ દૂર કરી છે, એવા જ્ઞાનવિજ્ઞાન યુક્ત, લૌકિક વ્યવહારથી પર, દિશાઓ રૂપી વસ્ત્રવાળા ભગવાન્ શિવમાં મ્હારું મન ક્યારે પરમ આનંદને પામે ? એ જ હું આતુરતાથી પ્રતીક્ષા કરી રહ્યો છું. ૩

---

* ભગવાન્ શિવ ત્રિનેત્ર કહેવાય છે, ત્રીજું નેત્ર તેમના લલાટપ્રદેશમાં છે, અને તેમાં નિરંતર ભભૂકતો અગ્નિ વસે છે, સૂર્ય, ચન્દ્ર અને અગ્નિ એ ત્રણે જ્યોતિષ્માન્ પદાર્થો, શિવનાં ત્રણ નેત્ર છે, કુમારસંભવમાં એ લલાટમાં રહેલા નેત્રના અગ્નિના પ્રભાવનું કાલિદાસે નીચે પ્રમાણે વર્ણન કર્યું છેઃ–

क्रोधं प्रभो संहरसंहरेति यावद्गिरः खे मरुतां चरन्ति ।
तावत्स वह्निर्भवनेत्रजन्मा भस्मावशेषं मदनं चकार ॥

અર્થાત્ "હે પ્રભો ! ક્રોધને શમાવો અને શાન્ત થાઓ', એવી દેવતાઓની વાણી હજી તો આકાશમાં જ છે તેટલામાં તો શિવના ત્રીજા નેત્રમાંથી ઉત્પન્ન થયેલા અગ્નિએ કામદેવને બાળીને ભસ્મ કરી નાખ્યો."

† શિવના ભ્રુકુટિ પ્રદેશમાં બીજનો ચન્દ્ર નિરંતર વસે છે, એ પણ પુરાણપ્રસિદ્ધ વાત છે.

जटाभुजंगपिंगलस्फुरत्फणामणिप्रभा-
कदंबकुंकुमद्रवप्रलिप्तदिग्वधूमुखे ।
मदांधसिंधुरस्फुरत्त्वगुत्तरीयमेदुरे
मनोविनोदमद्भुतं बिभर्तु भूतभर्तरि ॥ ४ ॥

અર્થઃ—જટામાંહેના સર્પોની પીળી અને પ્રકાશમાન્ ફણાઓમાં રહેલા, મણિઓના તેજઃપુંજરૂપ-કુંકુમના રંગ જેવી લાલિમાથી, શ્યામ વર્ણની દિશાઓરૂપી સ્ત્રીઓનાં મુખ જેમણે પ્રકાશિત કર્યાં છે, તથા મદોન્મત્ત ગજાસુરની ચામડી એ જ જેમનો દુપટ્ટો છે, તેથી શોભતા એવા સ્થાવર જંગમ આ જગત્ના ઇશ્વર વિષે મ્હારું મન અદ્ભુત આનંદ પામે, એવું હું નિરંતર પ્રાર્થું છું. ૪

ललाटचत्वरज्वलद्धनंजयस्फुलिंगभा
निपीतपंचसायकं नमन्निलिम्पनायकम् ।
सुधामयूखरेखया विराजमानशेखरं
महः कपालि संपदे शिरोजटालमस्तु नः ॥५॥

અર્થઃ—લલાટરૂપી ચોકમાં પ્રકાશતા અગ્નિના તણખાઓથી જેણે કામદેવનો સહંતર નાશ કર્યો છે, તથા દેવોનો ઇશ્વર ઇન્દ્ર જેને નમન કરે છે, વળી અમૃતમય કિરણોવાળા ચન્દ્રની રેખાથી જે સુશોભિત છે, તથા ગંગાથી યુક્ત જટાવાળું, અને નરમુંડ એજ જેનું ભિક્ષાપાત્ર છે એવા પ્રકારનું પરમ તેજ, અમારા ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ ચતુર્વિધ પુરુષાર્થને સાધી આપનારું થાય, એ પ્રાર્થના કરું છું! ૫

सहस्रलोचनप्रभृत्यशेषलेखशेखर-
प्रसूनधूलिधोरणीविधूसरांघ्रिपीठभूः ।

**भुजंगराजमालया निबद्धजाटजूटकः**
**श्रिये चिराय जायतां चकोरबन्धुशेखरः ॥६॥**

અર્થઃ-ઇન્દ્ર વિગેરે સર્વ દેવોનાં મુકુટોમાંથી નમન કરતી વખતે નીચે પડતી પુષ્પરજની પંક્તિથી જેનાં ચરણારવિંદની ભૂમિકા ભૂખરી થએલી છે, તેમ જ સર્પોના રાજા વાસુકિ નામના નાગથી જેમણે જટાના સમૂહને બાંધ્યો છે, એવા પરમ વિભૂતિ અને ઐશ્વર્યશાલી, ચકોરપક્ષીના મિત્ર ચન્દ્ર જેમનું શિરોભૂષણ છે તે ભગવાન્ શિવ અમારા ચતુર્વિધ પુરુષાર્થ-ઐહિક તથા પારલૌકિક સમૃદ્ધિ-ને આપનારા થાઓ. ૬

**करालभालपट्टिकाधगद्धगद्धगज्ज्वल-**
**द्धनंजयाहुतीकृतप्रचंडपंचसायके ।**
**धराधरेन्द्रनन्दिनीकुचाग्रचित्रपत्रक-**
**प्रकल्पनैकशिल्पिनि त्रिलोचने रतिर्मम ॥ ७ ॥**

અર્થઃ-ભયંકર લલાટરૂપી વેદીમાં "ધગ ધગ" શબ્દથી અતિ પ્રકાશિત અગ્નિમાં, મુનિઓનાં ધૈર્યને પણ હરણ કરનાર અતિ ભયંકર કામદેવને આહુતિ રૂપે જેણે હોમી દીધો છે, તથા પર્વત નન્દિની ભગવતી પાર્વતીના સ્તનના અગ્ર ભાગમાં સુગંધિત ચંદન ચર્ચવા રૂપ ચિત્રકલામાં જે પ્રવીણ છે, એવા ભગવાન્ ત્રિનેત્ર શિવને વિષે મ્હારી અત્યંત પ્રીતિ થાય એમ યાચું છું. ૭*

---

* कामदेवको भस्म करनेसे शिवयोगी हैं ।
श्रीपार्वतीके संग विलास करनेसे शिव भोगी हैं ।
भक्तोंके लिये भक्तिदाता हैं इससे दयालु हैं ।

એ પ્રમાણે શિવ યોગી, ભોગી તથા પરમ કરુણાના સમુદ્ર છે, તેમનાં ત્રણ નેત્ર પણ ઉપલી જ સંજ્ઞાને મળતાં છે-एक नेत्रसे अखंड योगेश्वर । दूसरे नेत्रसे संसारके प्रवर्त्तन करनेवाले । तीसरे नेत्रसे भक्तोपर दया करनेवाले । વિકારના

**नवीनमेघमंडलीनिरुद्धदुर्धरस्फुर-**
**त्कुहूनिशीथिनीतमःप्रबन्धबंधुकंधरः ।**
**निलिम्पनिर्झरीधरस्तनोतु कृत्तिसिंधुरः**
**कलानिधानबंधुरः श्रियं जगद्धुरंधरः ॥ ८ ॥**

**અર્થ:**–ત્રણે લોકનું રક્ષણ કરવાની ધુંસરી જેમણે ધારણ કરી છે, તથા વર્ષાઋતુના નવીન–નીલ–વાદળાંઓની ઘટાથી ઉત્પન્ન થતા તથા અમાવાસ્યા અને પ્રત્યેક મધ્યરાત્રિના ઘટ્ટનીલશ્યામ અંધકારના જેવો જેમનો કંઠ છે, તેમ જ દેવનદી ભગવતી ભાગીરથીને જેમણે ધારણ કરી છે, મૃગચર્મથી જેમનું સ્વરૂપ સુંદર લાગે છે, તથા કલાઓના સ્થાનરૂપ ચંદ્રમાથી પણ જેમની અનુપમ શોભા-પરમ આહ્લાદજનક છે, તેવા ભગવાન્ નીલકંઠ* શિવ, અમારી સમૃદ્ધિઓનો વિસ્તાર કરો! ૮

---

હેતુરૂપ ભગવતી પાર્વતી પાસે હોવા છતાં, જેમના ચિત્તમાં જરા પણ વિકાર નથી અને નિરંતર આત્મારામ જ છે એવા ભગવાન્ શિવના યોગેશ્વર ભાવને તથા માયાને કોણ જાણી શકે છે? न हि स्वात्मारामं विषयमृगतृष्णा भ्रमयति। विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः ॥ અર્થાત્ સ્વાત્મારામ પુરુષોને વિષયોની મૃગતૃષ્ણા કદિ ભમાવતી નથી; વિકારનું કારણ સાન્નિધ્યમાં હોવા છતાં પણ જેમનું ચિત્ત ભ્રષ્ટ થાય નહિ, તે જ ધીર પુરુષો અને યોગીઓ છે; એ યોગની ધીરતા, આત્મારામ અને સમદૃષ્ટિ, ભગવાન્ શિવ સિવાય બીજે ક્યાંય દૃષ્ટિગોચર નથી, એ ભાવ ઉપલા શ્લોકમાં દેખાઇ આવે છે.

* કોઈ વખતે અમૃત મેળવવા માટે દેવ અને દાનવો પ્રયાસ કરી રહ્યા હતા, એ વાત પુરાણ પ્રસિદ્ધ છે. પહેલાં ઘણો વખત સુધી મંથન કરતાં અમૃત મળ્યું નહતું; દરમિયાન લોકોનો નાશ કરી નાંખે તેવું ઉગ્ર કાલકૂટ નામનું વિષ સમુદ્રમાંથી નિકળ્યું, તેથી ત્રાસ પામીને દેવો મહાદેવને શરણે ગયા હતા, ભગવાન્ શંકરે પોતાની યોગભૂતિથી બધા ઝેરનું પાન અને પાચન કર્યું હતું, શિવની વિભૂતિની સાક્ષી આપતું એ વિષ આજ પર્યન્ત શિવના ગળામાં રહેલું છે તેની અસરથી શિવનો કંઠ લીલો જણાય છે. તેથી એમને "નીલકંઠ" કહેવામાં આવે છે.

प्रफुल्लनीलपंकजप्रपंचकालिमप्रभा-
वलम्बिकण्ठकंदलीरुचिप्रबद्धकंधरम् ।
स्मरच्छिदं पुरच्छिदं भवच्छिदं मखच्छिदं
गजच्छिदान्धकच्छिदं तमंतकच्छिदं भजे ॥९॥

અર્થઃ-વિકસિત નીલ કમલની વિસ્તૃત નીલ શોભાને ધારણ કરનાર-કંઠવાળા, તથા કામદેવ, મય નામના રાક્ષસનાં બનાવેલાં ત્રણ નગર, શરણે જવાથી સંસારના જન્મમરણરૂપ બંધન, દક્ષ-પ્રજાપતિનો યજ્ઞ, ગજનામનો અસુર તથા અંધક નામનો અસુર, તેમ જ લોકનો નાશ કરનાર યમરાજનો પણ નાશ કરનાર, સર્વ છેદક છતાં ભક્તોના રક્ષક સર્વોત્કૃષ્ટ ભગવાન્ શિવને હું ભજું છું. ૯

अखर्वसर्वमंगलाकलाकदम्बमंजरी-
रसप्रवाहमाधुरीविजृंभणामधुव्रतम् ।
स्मरांतकं पुरांतकं भवान्तकं मखांतकं
गजांतकांधकांतकं तमंतकांतकं भजे ॥ १० ॥

અર્થઃ-સર્વ વિશિષ્ટ અને કલ્યાણપ્રદ કલાઓરૂપ* કદમ્બ-વૃક્ષની લતાઓમાંથી નિકળતા રસપ્રવાહની મધુરતાનો આસ્વાદ

---

* सर्वतीर्थमयी गंगा सर्वदेवमयो हरिः ।
सर्वशास्त्रमयी गीता सर्वविद्यामयः शिवः ॥

અર્થાત્-સર્વ તીર્થ સ્વરૂપ ગંગા છે, સર્વ દેવસ્વરૂપ ભગવાન્ વિષ્ણુ છે, સર્વ શાસ્ત્ર સ્વરૂપ ભગવદ્ગીતા છે, તેમ જ સર્વ વિદ્યાસ્વરૂપ ભગવાન્ શિવ છે. બધી વિદ્યાઓ અને કલાઓના અધિષ્ઠાતા ભગવાન્ શિવ હોવાથી ઉપરના શ્લોકમાં વિદ્યા તથા કલાના માધુર્યનો આસ્વાદ લેનાર, ઉપભોગ કરનાર, તથા રસજ્ઞ પણ શિવ જ છે. એમ વિશિષ્ટતા દર્શાવી છે.

લેનાર જેઓ ભ્રમરરૂપ છે, તથા જે ભગવાન્ શિવ કામદેવ, ત્રિપુર, સંસાર, દક્ષ પ્રજાપતિનો યજ્ઞ, ગજાસુર, અંધકાસુર તથા યમરાજનો પણ નાશ કરનાર છે, તેમનું હું નિરંતર ભજન કરું છું-(અર્થાત્)શરણ સ્વીકારું છું-૧૦

जयत्वदभ्रविभ्रमद्भ्रमद्भुजंगमश्वसद्
विनिर्गमक्रमस्फुरत्करालभालहव्यवाट् ।
धिमिद्धिमिद्धिमिद्ध्वनन्मृदंगतुंगमंगल-
ध्वनिक्रमप्रवर्तितप्रचण्डताण्डवः शिवः ॥११॥

અર્થઃ-ભગવાન્ શિવના ઉત્કૃષ્ટ વેગવડે કરીને હાલતા સર્પોના શ્વાસોચ્છ્વાસના ફૂત્કારથી શોભતા દુષ્ટ જનોને ભયંકર લાગે તેવા લલાટમાં અગ્નિથી શોભતા, તેમ જ "ધિમ-ધિમ" શબ્દ કરતા મૃદંગના ઉંચા અને મંગલસૂચક ધ્વનિના તાલ પ્રમાણે જેઓ અતિ ભયંકર નૃત્ય કરી રહ્યા છે, તે ભગવાન્ શિવનો જય થાય છે-સર્વોત્કૃષ્ટ સ્વરૂપે વર્તે છે-૧૧

दृषद्विचित्रतल्पयोर्भुजंगमौक्तिकस्रजो-
र्गरिष्ठरत्नलोष्ठयोः सुहृद्विपक्षपक्षयोः ।
तृणारविन्दचक्षुषोः प्रजामहीमहेन्द्रयोः
समप्रवृत्तिकः कदा सदाशिवं भजाम्यहम् ॥१२॥

અર્થઃ-ભગવાન્ શિવનો અદ્વૈત ભાવ અને સર્વત્ર સમદૃષ્ટિ પ્રસિદ્ધ છે, તેમના સાચા ભક્ત થવું હોય તો ભકતોએ પણ એ ભાવ કેળવવો જોઇએ, તેથી રાવણ કહે છેઃ-પત્થરમાં તેમ જ પુષ્પ વિગેરે વડે કરીને રચવામાં આવેલી સુંદર શય્યામાં સમાન-રાગ-

દ્વેષરહિત–પ્રવૃત્તિવાળો થયેલો, તથા સર્પ અને મોતીની માળાઓમાં પણ સમાન ભાવવાળો, તેમ જ અતિ કીંમતી રત્ન તથા મૃત્તિકાના પિંડ વિષે પણ સમદૃષ્ટિવાળો, મિત્ર તથા શત્રુઓમાં પણ સમાન, તૃણ અને કમળનાં જેવાં નેત્રવાળી સ્ત્રીને વિષે પણ શિવની પ્રસાદીથી સમાન ભાવવાળો થયેલો, તથા પ્રજા અને પ્રજાનો ઈશ્વર રાજા તેમાં પણ સમભાવે વર્તતો હું ભગવાન્ સદાશિવને ક્યારે ભજીશ? અર્થાત્ ભગવાન્ શિવની એવી કૃપા ક્યારે થશે, કે જ્યારે બધાં દ્વન્દ્વ છૂટી ગયાં હોય અને પરમબ્રહ્મસ્વરૂપ પોતાના આત્મામાં લીન થઇ જવાય? સદા કલ્યાણ કરનાર ભગવાન્ શિવની એવી કૃપાની જ હું નિરંતર આકાંક્ષા કરી રહ્યો છું. ૧૨

**कदा निलिम्पनिर्झरीनिकुंजकोटरे वसन्**
**विमुक्तदुर्मतिः सदा शिरस्थमंजलिं वहन् ।**
**विलोललोललोचनाललामभाललग्नकं**
**शिवेति मंत्रमुच्चरन् सदा सुखी भवाम्यहम्॥१३॥**

અર્થ:–દેવતાઓની નદી ભગવતી ભાગીરથીના કિનારા ઉપર આવેલાં વૃક્ષો તથા લતાઓના મધ્યભાગમાં નિવાસ કરતો, દુષ્ટબુદ્ધિથી સદા મુક્ત થયેલો, મસ્તકમાં નિરંતર પ્રણામની અંજલિ બાંધીને, વિશેષ ચંચલ નેત્રવાળી સ્ત્રીઓમાં રત્નરૂપ શ્રેષ્ઠ ભગવતી પાર્વતીના મસ્તકમાં લખાયેલો "શિવ" એ દ્વિઅક્ષર મંત્રને જપતો, હું ક્યારે ધ્યાનથી પરમ સુખી થઇશ? ૧૩

**निलिम्पनाथनागरीकदंबमौलिमल्लिका-**
**निगुम्फनिर्भरक्षरन्मधूष्णिकामनोहरः ।**

तनोतु नो मनोमुदं विनोदिनीमहर्निशं
परश्रियः परं पदं तदंगजत्विषां चयः ॥१४॥

અર્થ:-દેવોના ઇશ્વર-ઇન્દ્ર-ના પુરની સ્ત્રીઓ, અપ્સરાઓના મસ્તકમાં રહેલા મલ્લિકા નામનાં પુષ્પોના ગુચ્છાઓમાંથી નિકળતા પુષ્પપરાગ વડે, જે અંગોનો પ્રસ્વેદ સુંદર છે, તથા જે પરમ લક્ષ્મીના નિવાસસ્થાન રૂપ છે, તે ભગવાન્ મહાદેવનાં અંગોનો તેજઃ સમૂહ, અમારાં મનને અહર્નિશ વિશેષ આનંદ આપો! ૧૪

प्रचण्डवाडवानलप्रभाशुभप्रचारिणी
महाष्टसिद्धिकामिनीजनावहूतजल्पना ।
विमुक्तवामलोचनाविवाहकालिकध्वनिः
शिवेति मंत्रभूषणा जगज्जयाय जायताम् ॥१५॥

અર્થ:-સમુદ્રમાં બળતા ભયાનક વડવાનલ અગ્નિની માફક અશુભ-પાપ-નો નાશ કરવાની શકિતવાળો, તથા અણિમા વિગેરે આઠ મહાસિદ્ધિઓ વડે કરીને પ્રેરાયેલી સ્ત્રીઓથી ગાવામાં આવેલો, શિવના પ્રભાવથી જે સર્વદા મુકત છે એવી ભગવતી પાર્વતીના વિવાહ વખતે ઉચ્ચારાયેલો ગીતધ્વનિ-જેમાં "શિવ" એ દ્વિઅક્ષર મંત્રની ઘોષણા છે, તે આ જગતના જય-કલ્યાણ માટે થાઓ-સર્વને અભીષ્ટ પ્રાપ્તિ થાઓ-એ ભાવના! ૧૫

इदं हि नित्यमेवमुक्तमुत्तमोत्तमं स्तवं-
पठन्स्मरन्ब्रुवन्नरो विशुद्धिमेति संततम् ।

हरे गुरौ सुभक्तिमाशु याति नाऽन्यथा गतिं
विमोहनं हि देहिनां सुशंकरस्य चिन्तनम् ॥१६॥

અર્થ:-જે મનુષ્ય આ ઉત્તમ સ્તોત્રનો નિત્ય પાઠ કરે, સ્મરણ કરે, અથવા પ્રવચન કરે, તે પરમ વિશુદ્ધ થાય છે, અને ભગવાન્ શિવમાં તથા ગુરુમાં ઉંચી ભક્તિ પ્રાપ્ત કરી શકે છે, શિવના આ સ્તોત્રપાઠથી કોઈ જાતની દુર્ગતિ થતી નથી, ભગવાન્ શિવનું ચિંતન જીવને સર્વ પ્રકારના મોહથી દૂર કરીને ઉંચી ગતિ આપે છે. ૧૬

पूजावसानसमये दशवक्त्रगीतं-
यः शंभुपूजनमिदं पठति प्रदोषे ।
तस्य स्थिरां रथतुरंगगजेन्द्रयुक्तां
लक्ष्मीं सदैव सुमुखीं प्रददाति शंभुः ॥ १७ ॥

અર્થ:-જે મનુષ્ય પૂજાના અંતમાં અથવા પ્રદોષ સમયે દશમુખ રાવણ વડે ગાવામાં આવેલા આ સ્તોત્રનો પાઠ કરે તેને ભગવાન્ શિવ પ્રસન્ન થઈ રથ, ઘોડા, હાથી વિગેરેથી યુકત, સ્થિર, અને અનુકૂલ લક્ષ્મી આપે છે. ૧૭

इति श्रीरावणविरचितं शिवतांडवस्तोत्रं सम्पूर्णम् ॥

॥ श्रीगणेशाय नमः ॥

# अथ उपमन्युकृतशिवस्तोत्रम् ।



॥ ગળે રૂંડમાળા ભુજંગો જે છે ॥

॥ સદાશિવ કલ્યાણ સહુનું કરે છે ॥

जय शंकर पार्वतीपते मृड शंभो शशिखंडमंडन ।
मदनान्तक भक्तवत्सल प्रियकैलास दयासुधांबुधे ॥ १ ॥

અર્થ:-પર્વતની પુત્રી ભગવતી પાર્વતીના પતિ! કલ્યાણકારિન્! જલ્દી પ્રસન્ન થનાર-મૃડ-! દ્વિતીયાનો ચન્દ્ર જેમનું આભૂષણ છે, તેવા હે શંભો! કામદેવનો નાશ કરનાર અને ભક્તોને અભય આપનાર, કૈલાસ જેને નિવાસ માટે પ્રિય છે, અને જે દયારૂપી

અમૃતના મહાસમુદ્ર જેવા છે, એવા હે ભગવન્ શિવ! આપનો જય થાઓ, આપ સર્વથી ઉત્કૃષ્ટ મહાન્ છો અમે આપને શરણે આવીએ છીએ. ૧

**सदुपायकथास्वपंडितो हृदये दुःखशरेण खंडितः ।**
**शशिखंडशिखंडमंडनं शरणं यामि शरण्यमीश्वरम् ॥२॥**

અર્થઃ-હૃદયમાં વિરાજતા પરમાત્માના સદ્‌અંશની પ્રાપ્તિનાં સાધનોની કથામાં અજ્ઞાન, અને ત્રિવિધ-આધ્યાત્મિક આધિદૈવિક આધિભૌતિક-દુઃખોથી જેનું હૃદય ભગ્ન થયેલું છે એવો હું, દ્વિતીયાનો બાલચન્દ્ર જેમના મસ્તકનું ભૂષણ છે, એવા શરણે જવા યોગ્ય મહેશને શરણે જાઉં છું. ૨

**महतः परितः प्रसर्पतस्तमसो दर्शनभेदिनो भिदे ।**
**दिननाथ इव स्वतेजसा हृदयव्योम्नि मनागुदेहि नः ॥३॥**

અર્થઃ-આંખોનાં તેજને ઢાંકી દઈને ચોતરફ ફેલાતા મહાન્ અંધકાર અજ્ઞાન-નો નાશ કરનાર એવા આપને નમસ્કાર છે. હેભગવન્! દિવસના અધિપતિ સૂર્યનારાયણની માફક આપ પણ આપના તેજથી અમારા હૃદયાકાશમાં, થોડા પણ-જ્ઞાનવડે ઉદય પામો. ૩

**न वयं तव चर्मचक्षुषा पदवीमप्युपवीक्षितुं क्षमाः ।**
**कृपयाऽभयदेन चक्षुषा सकलेनेश विलोकयाशु नः ॥४॥**

અર્થઃ-હે મહેશ્વર! અમારાં આ ચર્મચક્ષુઓવડે આપના મહાન્ પ્રભાવને જાણવાને અમે સમર્થ નથી, અભયને આપનાર આપના વિશ્વવ્યાપક ચક્ષુ વડે, કરુણાથી પ્રેરાઇને અમારા ઉપર આપ દૃષ્ટિપાત કરો. ૪

**त्वदनुस्मृतिरेव पावनी स्तुतियुक्ता किमु वक्तुमीश सा ।**
**मधुरं हि पयः स्वभावतो ननु कीदृक्सितशर्करान्वितम् ॥५॥**

અર્થ:-હે ઇશ્વર! આપનું સ્મરણ જ મનુષ્યને પવિત્ર કરનારું છે, પણ એ સ્મરણ જો શુદ્ધ હૃદયની પ્રાર્થનાથી આર્દ્ર હોય, તો પછી પૂછવું જ શું? કારણ કે દૂધ પોતાના સ્વભાવથી જ મધુર છે,તે કદાચ સફેદ સાકરથી મિશ્રિત હોય, તો તેની મધુરતા અપૂર્વ જ થાય. તેવી રીતે જ આપનું સ્મરણ અનેસ્તુતિ એ સુવર્ણ નેસુગંધના યોગ જેવાં અપૂર્વ છે. અર્થાત્ એવી જાતના વિશુદ્ધ સ્મરણ અને સાચી પ્રાર્થનાથી અમે યુક્ત હોઇએ, અને તેથી આપના પ્રસાદથી પવિત્ર થઇએ, તો એમાં શું આશ્ચર્ય છે? ૫

**सविषोऽप्यमृतायते भवान् छवमुंडाभरणोऽपि पावनः ।**
**भव एव भवांतकः सतां समदृष्टिर्विषमेक्षणोऽपि सन् ॥६॥**

અર્થ:-હે ભગવન્! આપનું ચરિત મહદ્ આશ્ચર્યજનક છે. આપ જે વસ્તુઓને ધારણ કરો છો તેનાથી ઉલટું જ ફલ આપો છો; આપે વિષને ધારણ કર્યું છે, છતાં અમૃતસ્વરૂપ છો, મનુષ્યના મસ્તકની માળા ધારણ કરી છે છતાં પવિત્ર છો, આપ જન્મધારી છતાં જન્મમરણરૂપ સંસારનો નાશ કરો છો, અને આપની દૃષ્ટિ વક્ર છે છતાં સર્વમાં સમાન દૃષ્ટિવાળા છો. ૬

**अपि शूलधरो निरामयो दृढवैराग्यरतोऽपि रागवान् ।**
**अपि भैक्ष्यचरो महेश्वरश्चरितं चित्रमिदं हि ते प्रभो ॥७॥**

અર્થ:-હે મહેશ્વર! આપ (ત્રિ)શૂલને ધારણ કરનાર છતાં રોગરહિત છો, દૃઢ વૈરાગ્યમાં આનંદ માનનારા છતાં, રાગ, સ્નેહ, પ્રેમવાળા છો, ભિક્ષાથી નિર્વાહ કરનારા છતાં ત્રણે લોકના મહાન્ ઇશ્વર છો, હે વિભો! આપનું આ ચરિત, અતિ વિચિત્ર જ જણાય છે. ૭

**वितरत्यभिवांछितं दृशा परिदृष्टः किल कल्पपादपः ।**
**हृदये स्मृत एव धीमते नमतेऽभीष्टफलप्रदो भवान् ॥८॥**

અર્થઃ–હે ઉદાર ચરિત ઇશ ! આપ સાક્ષાત્ કલ્પવૃક્ષના જેવા મનવાંછિત વસ્તુને આપનાર છો, આપ કૃપાપૂર્ણ દૃષ્ટિથી ભકતોના બધા મનોરથો પૂરનાર દયાલુ છો, જે ભકત આપનું હૃદયમાં જરા પણ સ્મરણ કરે, અથવા આપને વિશુદ્ધ પ્રેમથી નમસ્કાર કરે, તેને સર્વ ઇચ્છિત આપનાર પરમ દયાલુ અને સમર્થ છો. ૮

**सहसैव भुजंगपाशवान् विनिगृह्णाति न यावदंतकः ।**
**अभयं कुरु तावदाशु मे गतजीवस्य पुनः किमौषधैः ॥ ९ ॥**

અર્થઃ–કાલસર્પ રૂપી પાશવાળા ભગવાન્ યમરાજ એકદમ આક્રમણ કરીને જ્યાં સુધીમાં મને ન પકડે ત્યાં સુધીમાં જ હે ઇશ્વર ! મને આપનું શરણુ આપી જલ્દીથી અભયદાન આપો, જીવ ચાલ્યા ગયા પછી દેહને જેમ ઔષધો નકામાં છે, તેવી રીતેજ આપનું શરણુ મને વ્યર્થ ન થાય એમ હું પ્રાર્થના કરું છું. ૯

**सविषैरिव भीमपन्नगैर्विषयैरेभिरलं परिक्षतम् ।**
**अमृतैरिव संभ्रमेण मामभिषिंचाशु दयावलोकनैः ॥१०॥**

અર્થઃ–ભયંકર અને વિષયુકત શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ ઇત્યાદિ આ વિષયોરૂપી સર્પોના પ્રસંગથી હવે બસ ! તેમાંથી મને મુકત કરો, એ વિષય–સર્પોના દંશથી ચોતરફ ઘવાએલા મને પ્રેમ-પૂર્વક અમૃતરૂપ દયાનાં અવલોકનોથી કૃતાર્થ કરો. ૧૦

**मुनयो बहवोऽपि धन्यतां गमिता स्वाभिमतार्थदर्शिनः ।**
**करुणाकर येन तेन मामवसन्नं ननु पश्य चक्षुषा ॥ ११ ॥**

અર્થ:-હે સ્વાત્મારામ પ્રભો! પોતાને અનુકૂલ આત્મ-દર્શન-અધ્યાત્મ-નો વિચાર કરતા, ઘણા મનનશીલ ઋષિઓ, આપની કૃપા વડે પરમ ઉત્કૃષ્ટ દશા-બ્રહ્મ-ને પામી ગયા છે, તેવી રીતે જ આપ કરુણાના સમુદ્ર હોવાથી પીડિત એવો જે હું છું તેને આપના દયાર્દ્ર ચક્ષુથી જુઓ-ઉદ્ધાર કરો-૧૧

**प्रणमाम्यथ यामि चापरं शरणं कं कृपणाभयप्रदम् ।**
**विरहीव विभो प्रियामयं परिपश्यामि भवन्मयं जगत् ॥१२॥**

અર્થ:-હે વિભો! હું આપને પ્રણામ કરું છું, દીન-આત્મ-હીન-છતાં આપને શરણે આવનારને અભય આપનારા આપના સિવાય હું બીજા કોને શરણે જાઉં? હે ભગવન્! આપના નિરંતર અનુધ્યાનથી, વિરહી પુરુષ જેમ પોતાની પ્રિય સ્ત્રીથી આખા જગત્‌ને વ્યાપ્ત જુએ છે, તેમ હું આપથી આખા જગત્‌ને વ્યાપ્ત જોઉં છું.૧૨

**बहवो भवताऽनुकम्पिताः किमितीशान न माऽनुकम्पसे ।**
**दधता किमु मंदराचलं परमाणुः कमठेन दुर्धरः ॥ १३ ॥**

અર્થ:-હે ઇશાન! આપ દયાલુ હોવાથી ઘણાઓના ઉપર અનુગ્રહ કર્યો છે, મ્હારા ઉપર પણ આપ કેમ કૃપા કરતા નથી? મંદરાચલ પર્વતને ધારણ કરનાર કૂર્મ ભગવાન્‌ને એક પરમાણુ ધારણ કરવામાં કંઇ અસહ્ય થાય? અર્થાત્ બહુ ભકતોના ઉપર અનુગ્રહ કરનારને મ્હારા જેવા એક નમ્ર ભકત ઉપર કૃપા કરવી આપને માટે અશકય ન જ હોય. ૧૩

**अशुचिं यदि माऽनुमन्यसे किमिदं मूर्ध्नि कपालदाम ते ।**
**उत शाठ्यमसाधुसंगिनं विषलक्ष्मासि न किं द्विजिह्वधृक्१४**

અર્થ:-હે મહેશ્વર! આપ મને કદાચ અપવિત્ર માની મ્હારા ઉપર કૃપા ન કરતા હો તો આપના મસ્તકને વિષે નર-

મુંડમાલા કેમ છે? મને આપ શઠ માનતા હો તો આપે વિષને ધારણ કેમ કર્યું છે, તેમ જ મને કદાચ દુષ્ટોના સંગવાળો માનતા હો, તો આપ પણ દુષ્ટ એવા સર્પોને કાં ધારણ કરો છો? અર્થાત્ મ્હારામાં એવા કોઇ અક્ષમ્ય અપરાધો નથી, અને કદાચ હોય તો પણ, આપ દયા કરવાને યોગ્ય છો. ૧૪

**क्व दृशं विदधामि किं करोम्यनुतिष्ठामि कथं भयाकुलः ।**
**क्व नु तिष्ठसि रक्ष रक्ष मामयि शम्भो शरणागतोऽस्मि ते॥१५॥**

અર્થઃ-હે શંભો! હું મ્હારી દૃષ્ટિને ક્યાં સ્થિર કરું તેમ જ (કાલપાશથી) ભયાકુલ એવો હું શું કરું? કેવી રીતે ઉભો રહું? આપ ક્યાં છો? મ્હારી રક્ષા કરો! હું આપને શરણે આવેલો છું. ૧૫

**विलुठाम्यवनौ किमाकुलः किमुरो हन्मि शिरश्छिनद्मि वा ।**
**किमु रोदिमि रारटीमि किं कृपणं मां न यदीक्षसे प्रभो ॥ १६ ॥**

અર્થઃ-હે શિવ! દીન એવા મને આપ કૃપાવડે જોતા નથી, તેથી આકુલવ્યાકુલ થયેલો હું શું પૃથ્વી પર લોટું? છાતીમાં પ્રહાર કરું? મસ્તક છેદી નાખું? રુદન કરું? કે મોટેથી ચીસો પાડ્યા કરું? ૧૬

**शिव सर्वग शर्व शर्मद प्रणतो देव दयां कुरुष्व मे ।**
**नम ईश्वर नाथ दिक्पते पुनरेवेश नमो नमोऽस्तु ते॥१७॥**

અર્થઃ-હે શિવ! હે સર્વ વ્યાપિન્! હે કલ્યાણસ્વરૂપ! કલ્યાણને આપનાર આપના ચરણારવિન્દને હું નમસ્કાર કરું છું, હે દેવ! મ્હારા ઉપર આપ દયા કરો! હે સર્વ શક્તિમન્! હે સ્વામિન્! હે દિશાઓના પતિ! આપને હું નમસ્કાર કરું છું, હે ત્રૈલોક્યના પણ અધીશ! ફરીને પણ હું આપને વારંવાર નમસ્કાર કરું છું. ૧૭

शरणं तरुणेन्दुशेखरः शरणं मे गिरिराजकन्यका ।
शरणं पुनरेव तावुभौ शरणं नाऽन्यदुपैमि दैवतम् ॥ १८ ॥

અર્થઃ-દ્વિતીયાનો નવીન બાલચન્દ્ર જેમના મસ્તકની શોભા છે એવા ભગવાન્ શિવ તથા પર્વતરાજ હિમાલયની પુત્રી ભગવતી પાર્વતી, એ જ મ્હારું શરણ છે, એ પુરુષ અને પ્રકૃતિરૂપ જગત્નાં પિતા માતા ઇશ્વર અને અંબા જ મ્હારું નિરંતર શરણ છે; હું બીજા કોઇ દેવ દેવીને શરણે જતો નથી. ૧૮

उपमन्युकृतं स्तवोत्तमं जपतः शंभुसमीपवर्तिनः ।
अभिवांछितभाग्यसंपदः परमायुः प्रददाति शंकरः ॥ १९ ॥

અર્થઃ-એ પ્રમાણે ઉપમન્યુ નામના શિવના પરમ ભક્ત ઋષિએ બનાવેલા ઉત્તમ સ્તોત્રનો પાઠ જે મનુષ્ય, શિવની સમીપમાં કરે છે, તેને ભગવાન્ શિવ મનવાંછિત સંપત્તિઓ, પરમ ભાગ્ય અને દીર્ઘ આયુષ્ય આપે છે. ૧૯

शंकरस्य चरितं कथामृतं चन्द्रशेखरगुणानुकीर्तनम् ।
नीलकण्ठ तव पादसेवनं संभवन्तु मम जन्मनि जन्मनि २०

અર્થઃ-આપનું પરમ ઉદાર ચરિત, કથારૂપી અમૃત, તથા ગુણોનું કીર્તન, તેમજ આપના ચરણની સેવા, હે નીલકંઠ શિવ! મને જન્મજન્માંતરમાં પણ પ્રાપ્ત થાય, એ નિરંતર ભાવના! ૨૦

इत्युपमन्युकृतं शिवस्तोत्रं सम्पूर्णम् ॥

श्रीगणेशाय नमः ॥

# शिवषडक्षरस्तोत्रम् ।



ॐकारं बिन्दुसंयुक्तं नित्यं ध्यायन्ति योगिनः ।
कामदं मोक्षदं चैव ॐकाराय नमो नमः ॥ १ ॥

અર્થ:-ઉપર અનુસ્વાર યુકત "ૐ" કાર જેનું યોગીઓ નિરંતર ધ્યાન કરે છે, જે આ લોકની સર્વ કામનાઓને તેમ જ પરલોકમાં મોક્ષને પણ આપવા સમર્થ છે, તેવા "ૐ"ને અમે વારંવાર નમસ્કાર કરીએ છીએ. ૧

नमन्ति ऋषयो देवा नमन्त्यप्सरसां गणाः ।
नरा नमन्ति देवेशं नकाराय नमो नमः ॥ २ ॥

અર્થ:-ઋષિઓ, દેવો, અપ્સરાઓ તથા મનુષ્યો, જે દેવોના પણ દેવને નમસ્કાર કરે છે, તે "ન"કાર સ્વરૂપ દેવને વારંવાર અમારા નમસ્કાર છે. ૨.

महादेवं महात्मानं महाध्यानं परायणम् ।
महापापहरं देवं मकाराय नमो नमः ॥ ३ ॥

અર્થ:-મહાન્ દેવ, મહાન્ આત્મા, મહાસમાધિરૂપ, પરમ આશ્રયસ્થાન, અને મહાન્ પાપોને હરણ કરનાર દેવ જે "મ" કાર સ્વરૂપ છે. તેને અમે વારંવાર નમસ્કાર કરીએ છીએ. ૩

**शिवं शान्तं जगन्नाथं लोकानुग्रहकारकम् ।**
**शिवमेकपदं नित्यं शिकाराय नमो नमः ॥ ४ ॥**

અર્થઃ—કલ્યાણકારી, શાન્તસ્વરૂપ, જગત્‌ના અધિપતિ, લોકોના ઉપર કૃપા કરનાર તથા શિવ એ બે અક્ષરનું એકજ પદ છે, અને જે નિત્ય છે. તે "શિ"કાર સ્વરૂપદેવને અમે વારંવાર નમસ્કાર કરીએ છીએ. ૪

**वाहनं वृषभो यस्य वासुकिः कण्ठभूषणम् ।**
**वामे शक्तिधरं देवं वाकाराय नमो नमः ॥ ५ ॥**

અર્થઃ—જે ભગવાન્ શિવનું વાહન વૃષભ—નન્દિ—છે. વાસુકિ નામના નાગ જેમના કંઠનું ભૂષણ છે, અને વામ ભાગમાં જેમણે શકિત—પાર્વતી—ને ધારણ કર્યા છે, એવા "વા"કાર સ્વરૂપ ભગવાન્ શિવને અમે વારંવાર નમસ્કાર કરીએ છીએ. ૫

**यत्र यत्र स्थितो देवः सर्वव्यापी महेश्वरः ।**
**यो गुरुः सर्वदेवानां यकाराय नमो नमः ॥ ६ ॥**

અર્થઃ—જ્યાં જ્યાં એ મહાન્ દેવ શિવ રહેલા છે ત્યાં ત્યાં તે સર્વ વ્યાપક છે, વળી જે સર્વ દેવોના ગુરુ છે, તેવા "ય"કાર સ્વરૂપ શિવને અમે વારંવાર નમસ્કાર કરીએ છીએ. ૬

**षडक्षरमिदं स्तोत्रं यः पठेच्छिवसन्निधौ ।**
**शिवलोकमवाप्नोति शिवेन सह मोदते ॥ ७ ॥**

અર્થઃ—એ પ્રમાણે છ અક્ષર—ॐ नमः शिवाय—સંબંધી આ સ્તોત્રનું જે મનુષ્ય શિવની સમીપમાં પઠન કરે છે, તે ભગવાન્ શિવના લોકને પામે છે, તેમ જ ત્યાં શિવ સાથે આનંદ કરે છે. ૭

**इति श्रीरुद्रयामले उमामहेश्वरसंवादे शिवषडक्षरस्तोत्रं सम्पूर्णम् ॥**

श्रीगणेशाय नमः ॥

# शिवपंचाक्षरस्तोत्रम् ।



**नागेन्द्रहाराय त्रिलोचनाय भस्मांगरागाय महेश्वराय ।**
**नित्याय शुद्धाय दिगम्बराय तस्मै नकाराय नमः शिवाय ॥ १ ॥**

અર્થ:-સર્પોના રાજાવાસુકિ જેની કંઠમાળા છે, જે ત્રણ નેત્ર-વાળા છે, ભસ્મ જેમનાં અંગો ઉપર લાગેલી છે તેવા તથા નિત્ય-શાશ્વત, શુદ્ધ તથા દિશાઓ રૂપી વસ્ત્રોવાળા મહેશ્વર શિવના "ન"કાર સ્વરૂપને અમે પ્રણામ કરીએ છીએ. ૧

**मन्दाकिनीसलिलचन्दनचर्चिताय नन्दीश्वरप्रमथनाथमहेश्वराय ।**
**मन्दारपुष्पबहुपुष्पसुपूजिताय तस्मै मकाराय नमः शिवाय ॥२॥**

અર્થ:-ભગવતી ગંગાના જલ તેમજ સુગંધિત ચંદનથી પૂજિત, પ્રેતભૂત ઇત્યાદિ ગણોના પતિ, મહાન્ ઇશ્વર તથા મંદારનાં તેમજ વિવિધ પુષ્પો વડે પૂજાયેલા ભગવાન્ શિવના "મ" કાર સ્વરૂપને અમે નમન કરીએ છીએ. ૨

**शिवाय गौरीवदनाब्जवृन्दसूर्याय दक्षाध्वरनाशकाय ।**
**श्रीनीलकंठाय वृषध्वजाय तस्मै शिकाराय नमः शिवाय ॥ ३ ॥**

અર્થ:-ભગવતી પાર્વતીના મુખ કમળને વિકસાવનાર સૂર્ય, દક્ષ પ્રજાપતિના યજ્ઞનો વિધ્વંસ કરનાર, નીલકંઠ તથા વૃષભ,

નન્દિ, જેમનું વિશિષ્ટ ચિહ્ન છે, એવા ભગવાન્ શિવના "શિ" કાર સ્વરૂપને અમે નમસ્કાર કરીએ છીએ. ૩

**वसिष्ठकुंभोद्भवगौतमार्यमुनीन्द्रदेवार्चितशेखराय ।**
**चन्द्रार्कवैश्वानरलोचनाय तस्मै वकाराय नमः शिवाय ॥ ४ ॥**

અર્થ:-વસિષ્ઠ, અગસ્ત્ય, ગૌતમ વિગેરે મહાન્ ઋષિઓ, સંભાવિતજનો તથા દેવો વડે પણ પૂજા પામતા, ચન્દ્ર સૂર્ય અને અગ્નિ સ્વરૂપ ત્રણ નેત્રવાળા ભગવાન્ શિવના "વ"કાર સ્વરૂપને અમે નમસ્કાર કરીએ છીએ. ૪

**यज्ञस्वरूपाय जटाधराय पिनाकहस्ताय सनातनाय ।**
**दिव्याय देवाय दिगम्बराय तस्मै यकाराय नमः शिवाय ॥५॥**

અર્થ:-યજ્ઞના સ્વરૂપને ધારણ કરનાર, જટાઓને તથા પિનાક નામના ધનુષ્યને ધારણ કરનાર, સનાતન, સમય-આદિ કાલથી અસ્તિત્વવાળા, દિવ્ય છતાં વિરકિતને લઇને માત્ર દિશાઓ રૂપી વસ્ત્રવાળા, ભગવાન્ શિવના "ય"કાર સ્વરૂપને અમે નમસ્કાર કરીએ છીએ. ૫

**पंचाक्षरमिदं पुण्यं यः पठेच्छिवसन्निधौ ।**
**शिवलोकमवाप्नोति शिवेन सह मोदते ॥ ६ ॥**

અર્થ:-એ પ્રમાણે શિવના પંચાક્ષર-"नमः शिवाय"-સ્તોત્રનો પાઠ, જે મનુષ્ય શંકરની પાસે કરે છે, તે મહાદેવના ધામને પ્રાપ્ત કરે છે, અને ત્યાં તેમની સાથે જ પરમ આનંદ ભોગવે છે. ૬

**इति श्रीमच्छंकराचार्यविरचितं शिवपंचाक्षरस्तोत्रं सम्पूर्णम् ॥**

◆◆◆□◆◆◆

श्रीगणेशाय नमः ॥

# बिल्वाष्टकम् ॥



**त्रिदलं त्रिगुणाकारं त्रिनेत्रं च त्रिधायुधम् ।**
**त्रिजन्मपापसंहारमेकबिल्वं शिवार्पणम् ॥ १ ॥**

**અર્થઃ**-ત્રણ દલવાળું, સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણની આકૃતિવાળું, ત્રણ નેત્રવાળું, ત્રણ પ્રકારના આયુધ* સ્વરૂપ, તથા ત્રણ જન્મના પાપનો પણ સંહાર કરવાની શકિતવાળું, આ એક બિલ્વવૃક્ષનું પત્ર, ભગવાન્ શિવને અમે અર્પણ કરીએ છીએ. ૧

**त्रिशाखैर्बिल्वपत्रैश्च अच्छिद्रैः कोमलैस्तथा ।**
**शिवपूजां करिष्यामि एकबिल्वं शिवार्पणम् ॥ २ ॥**

**અર્થઃ**-ત્રણ શાખાવાળાં, છિદ્ર રહિત તથા કોમલ બિલ્વ-પત્રો વડે હું શિવપૂજા કરીશ, એ ભાવનાપૂર્વક આ એક બિલ્વ-પત્ર હું શિવને અર્પણ કરું છું. ૨

---

*આયુધ-હથિયાર ત્રણ પ્રકારના કહેવાય છે. (૧) પ્રહરણ-એટલે લાકડી તલવાર ભાલો વિગેરે જેનાથી પ્રહાર કરી શકાય; (૨) હસ્તમુક્ત-હાથ વડે ફેંકેલા રછી પત્થર વિગેરે તથા (૩) યંત્રમુક્ત ધનુષ્યમાંથી છોડેલાં બાણ અસ્ત્ર વિગેરે.

अखण्डबिल्वपत्रेण पूजितं नन्दिकेश्वरम् ।
शुध्यति सर्वपापेभ्य एकबिल्वं शिवार्पणम् ॥ ३ ॥

અર્થ:–અખંડ બિલ્વપત્ર વડે નન્દિના ઇશ્વર ભગવાન્ શિવની પૂજા કરવામાં આવે તો મનુષ્ય સર્વ પાપમાંથી મુકત થઇ જાય છે, એ ભાવનાથી એક બિલ્વપત્ર અમે શિવને અર્પણુ કરીએ છીએ. ૩

शालिग्रामशिलामेकां विप्राणां जातु अर्पयेत् ।
सोमयज्ञमहादानं एकबिल्वं शिवार्पणम् ॥ ४ ॥

અર્થ:–વિષ્ણુ ભગવાનની શાલિગ્રામ મૂર્તિનું બ્રાહ્મણને દાન કરવામાં આવે, સોમયજ્ઞ અથવા મહાદાન કરવામાં આવે તેના સમાન પુણ્ય, બિલ્વપત્ર શિવને અર્પણુ કરવાથી પ્રાપ્ત થાય છે એ ભાવના પૂર્વક એક બિલ્વપત્ર અમે ભગવાન્ શિવને અર્પણુ કરીએ છીએ. ૪

दन्तिकोटिसहस्राणि अश्वमेधशतानि च ।
कोटिकन्यामहादानं एकबिल्वं शिवार्पणम् ॥ ५ ॥

અર્થ:–હજારો હાથીઓનાં દાન કરવામાં આવે, સેંકડો અશ્વમેધ યજ્ઞ કરવામાં આવે, કરોડો કન્યાનાં દાન અથવા મહાદાન આપવામાં આવે, તેના સમાન બિલ્વપત્રનું ફલ છે, એમ સમજી એક બિલ્વપત્ર અમે શિવને અર્પણુ કરીએ છીએ. ૫

लक्ष्म्याश्च स्तनउत्पन्नं महादेवसदाप्रियम् ।
बिल्ववृक्षं प्रयच्छामि एकबिल्वं शिवार्पणम् ॥ ६ ॥

અર્થ:–લક્ષ્મીજીના વક્ષ:સ્થલમાંથી ઉત્પન્ન થએલું તથા જે મહાદેવને સદા પ્રિય છે એવું બિલ્વવૃક્ષ હું મહાદેવને અર્પણુ કરું છું, એવી ભાવનાપૂર્વક એક બિલ્વપત્ર હું શિવને અર્પણુ કરું છું. ૬

**दर्शनं बिल्ववृक्षस्य स्पर्शनं पापनाशनम् ।**
**अघोरपापसंहारमेकबिल्वं शिवार्पणम् ॥ ७ ॥**

**અર્થ:**–બિલ્વવૃક્ષનાં દર્શન તેમ જ સ્પર્શ સર્વ પાપનો નાશ કરનારાં છે, ભયંકર પાપનો પણ સંહાર કરવાની બિલ્વપત્રમાં શકિત છે, એવી ભાવનાથી એક બિલ્વપત્ર અમે શિવને અર્પણ કરીએ છીએ. ૭

**मूलतो ब्रह्मरूपाय मध्यतो विष्णुरूपिणे ।**
**अग्रतः शिवरूपाय एकबिल्वं शिवार्पणम् ॥ ८ ॥**

**અર્થ:**–મૂળમાં બ્રહ્મા સ્વરૂપ, મધ્યમાં વિષ્ણુરૂપ અને મસ્તક ભાગમાં શિવરૂપ ભગવાનને એક બિલ્વ પત્ર અમે અર્પણ કરીએ છીએ. ૮

**बिल्वाष्टकमिदं पुण्यं यः पठेच्छिवसन्निधौ ।**
**सर्वपापविनिर्मुक्तः शिवलोकमवाप्नुयात् ॥ ९ ॥**

**અર્થ:**–આ પુણ્યપ્રદ બિલ્વાષ્ટકનો પાઠ જે મનુષ્ય શિવની સમીપમાં કરે છે, તે સર્વ પ્રકારના પાપમાંથી મુકત થઇને શિવના લોકને પ્રાપ્ત કરી શકે છે. ૯

इति बिल्वाष्टकं सम्पूर्णम् ॥

